મુંબઇ સરકારે, ગુજરાત વિદ્યાપીઠે અને ગાયકવાડ સરકારે
ઇનામ લાયબ્રેરી માટે મંજુર કરેલું.

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૧ લું.

કર્તા,

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.

---

કિંમત દોઢ આનો.

સાત વરસના ગાળામાં કેટલાક વિદ્વાનો તરફથી મળેલી સૂચનાનો આ વખતે યોગ્ય ઉપયોગ કરી, આ આવૃત્તિમાં નાના મોટા પુષ્કળ સુધારા કર્યા છે. પહેલા ભાગમાં બે કવિતાઓ વધારાની દાખલ કરી છે ને એક પાઠમાં ફેરફાર કીધો છે. બીજા ભાગમાં પણ તે પ્રમાણેજ કીધું છે. એ સિવાય ભાષાની ક્લિષ્ટતામાં ને ગુંચવણી ભરી વાક્ય રચનામાં પણ સહજ સુધારો કીધો છે. આશા છે કે આ આવૃત્તિ બાળકોને વિશેષ રુચિકર થઇ પડશે, ને સમાજ તરફથી મળતો સત્કાર વૃદ્ધિ પામશે.

અસ્તુ.

અંગાડી
દેવદિવાળી, ૧૯૮૨

કર્તા.




આવૃત્તિ ૧ સંવત ૧૯૭૪
આવૃત્તિ ૨ સંવત ૧૯૭૬
આવૃત્તિ ૩ સવત ૧૯૭૯
આવૃત્તિ ૪ સંવત ૧૯૮૨

આવૃત્તિ ૪ ઇ. સ. ૧૯૨૫




છપાવી પ્રસિદ્ધ કર્તા,
હરિલાલ વ્રજલાલ પંડિત
ચુણેલ (તા. નડીઆદ)

સુરત નવયુગ મુદ્રણાલયમાં ભાઇલાલ ઝવેરભાઈએ છાપ્યું.



# પ્રસ્તાવના.

દુનિયાના સુધરેલા બધા દેશોમાં નીતિનું શિક્ષણ હાલ ફરજિયાત થયું છે. એ દેશોમાં એ વિષય ઉપર ઘણાં પુસ્તકો લખાએલાં છે. આપણા દેશમાં પણ છેલ્લાં દસ વર્ષથી સરકારનું ધ્યાન એ તરફ ખેંચાયું છે. અને એ વિષયમાં કંઇક ધીમાં પણ ચોકસ પગલાં ભરવા માંડયાં છે. પ્રજા પણ કોઇ ધર્મને બાધ ન આવે એવું સામાન્ય નીતિનું શિક્ષણ શાળાઓમાં દાખલ કરવા, સરકારને આગ્રહ કરે છે. આ સર્વ, દેશના ભાવિઉદયનું સુચન છે.

આ વિષયનાં પુસ્તકોની આપણા સાહિત્યમાં મોટી ખોટ છે. **'નીતિશિક્ષણ'** એકલુંજ માત્ર આદર્શ પુસ્તક છે. નીતિનો વિષય જેટલો અગત્યનો છે તેટલોજ ગહન પણ છે. એમ જાણવા છતાં કેટલાક મિત્રોના આગ્રહથી મેં **'નીતિવાચનમાળા'** લખવાનું કામ હાથમાં લીધું. સતત પ્રયત્ન અને કેટલાક વિદ્વાનોની વખતોવખતની સુચનાથી હાથમાં લીધેલું કામ પૂર્ણ કર્યું. તથાપિ તેમાં હું કેટલે દરજ્જે ફાવ્યો છું, એ જોવાનું, કામ મારૂં નથી.

આ પુસ્તકના બે ભાગ કર્યા છે. પહેલો ભાગ બાળપોથી માટે અને બીજો ભાગ પહેલા ધોરણ માટે.

રચના અને શૈલી વિષે લંબાણથી વિવેચન કરવા કરતાં માત્ર ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે, કે **નીતિવાચનમાળા**નાં બધાં પુસ્તકો શિક્ષણશાસ્ત્રના નિયમો યથામતિ ધ્યાનમાં રાખી તૈયાર કર્યા છે.

અંતમાં વકતવ્ય માત્ર એટલુંજ છે, કે અનેક દોષયુકત હોવા છતાં, ગુજરાતી ભાષામાં લખાએલી આ પહેલીજ **નીતિવાચનમાળા**નો જો ગુર્જર પ્રજા આનંદથી યોગ્ય સત્કાર કરશે, તો લેખકને કેટલો બધો આનંદ થશે, એ કહેવાની જરૂર નથી.

[illegible]
[illegible] ૧૯૦૪

[illegible] [illegible] પંડિત.

# અનુક્રમણિકા

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૧ લું.

### ભાગ ૧.

### પાઠ ૧. માખીનું બચ્ચું.

એક વખત એક કરોળીઓ જાળમાં બેઠો હતો. ત્યાં એક માખી અને તેનું બચ્ચું ઊડતાં ઊડતાં આવ્યાં. તેમને જોઈ કરોળીઓ બોલ્યો, માખી બેન, આવો, આ મારા સુંદર ઘરમાં આપણે રમીએ. માખીના બચ્ચાને ત્યાં રમવા જવાનું મન થયું. તેણે પોતાની માને કહ્યું, મા, મા, આ જાળીવાળું ઘર કેવું રૂપાળું છે! કરોળીઓ ભાઇ મને ત્યાં રમવા બોલાવે છે. જો તું કહેતી હોય, તો હું ત્યાં રમવા જાઉં. એ સાંભળી તેની માએ કહ્યું, બેટા, એ ઘર નથી પણ જાળ છે. આપણને પકડવા માટે કરોળીએ એ બાંધી છે. માટે તું ત્યાં જઇશ નહિ. માનું કહેવું માન્યું નહિ ને બચ્ચું જાળમાં રમવા ગયું તે ગયું. તે ગયું. તેનાથી ફરીથી બહાર નીકળાયું નહિ. મરતી વખતે તેને વિચાર થયો, કે જો મેં મારી માનું કહ્યું માન્યું હોત, તો મારે આમ મરવું પડત નહિ.

---

પ્રશ્ન—કરોળીએ માખીને શું કહ્યું?

પ્રશ્ન—માનું કહેવું નહિ માનવાથી માખીના બચ્ચાને શું નુકસાન થયું?

## પાઠ ૨. બહુ ખાનારી છોડી.

એક છોડી હતી. તે બધી વાતે ડાહી હતી, પણ એક વાતે ગાંડી હતી. ખાવા બેસે ત્યાંથી ઉઠેજ નહિ. પેટ ભરાય તોએ ખા ખા કરે. એક વાર ખાઇ ઉઠે ને બીજી વાર બેસે. તેનાં માબાપ ઘણુંએ ના કહે તોપણ માને નહિ. બહુ ખાવાથી તે છોડી માંદી પડી. ગાગર જેવડું પેટ થયું. પેટમાં દુખે. ખાટલામાંથી ઊઠાય નહિ ને રમવા જવાય નહિ. ઘણા દહાડા સુધી તેણે કડવાં ઝેર જેવાં ઓસડ પીધાં, ત્યારે તે સાજી થઈ. આથી તે છોડી ઘણી વાર ખા ખા કરવાની ટેવ ભૂલી ગઈ.

પ્રશ્ન—તે છોડી બહુ ખાવાની ટેવ શાથી ભૂલી ગઈ?

## પાઠ ૩. અડપલો છોકરો.

જીવો કરીને એક છોકરો હતો. તે ઘણો અડપલો હતો. તેનાં માબાપ તેને ઘણીએ શિખામણ આપે પણ તે અડપલાં કરવાનું છોડે નહિ. એક વખત ઘરમાં રમતાં રમતાં તમાકુની ડબી તેના હાથમાં આવી. તેણે ઢાંકણું ઉઘાડવા માંડ્યું, પણ તે સખત બંધ કરેલું હોવાથી ઉઘડ્યું નહિ. પછી તેણે જોરથી ઢાંકણું ખેંચ્યું. એટલે તે ઉઘડ્યું ને તેમાંથી તમાકુ ઊડીને તેની આંખોમાં પડી. આંખોમાં લાહ્ય બળવા લાગી, એટલે જીવાએ મોટી મોટી બૂમો પાડવા માંડી. તેની માએ આવી આંખો ધોઈ નાખી અને દવા ચોપડી ત્યારે તેને મટ્યું. જીવો ત્યાર પછી અડપલાં કરવાનું ભૂલી ગયો.

પ્રશ્ન—જીવાની આંખોમાં તમાકુ શાથી પડી?

## પાઠ ૪. બે કુતરાની વાત.

કાળીઓ અને મોતીઓ નામે બે કુતરા હતા. મોતીઓ સ્વભાવે ઘણો ગરીબ હતો. તે કોઇને ભસતો કે કરડતો નહિ. કાળીઓ તો જેને દેખે તેને કરડે. એક વખત એ બેઉ કુતરા પરગામ જતા હતા. રસ્તામાં તેમને બીજાં કુતરાં મળ્યાં. એ કુતરાંને જોઈ મોતીઓ તો કંઈ બોલ્યો નહિ, પણ કાળીએ આંખો કાઢી ધુરકવા માંડયું. તેણે પેલાં કુતરાંને બચકાં પણ ભર્યાં. સામાં કુતરાંને રીસ ચઢી. તેઓ કાળીઆ અને મોતીઆ ઉપર તૂટી પડયાં. કાળીઓ અને મોતીઓ બંને લોહીલોહાણ થઈ ગયા. મોતીઓ ગરીબ હતો, તોપણ કાળીઆની સોબતથી દુઃખી થયો. જે કોઈ નઠારાની સોબત કરે તેની એવી દશા થાય.

પ્રશ્ન—મોતીઓ શાથી દુઃખી થયો ?

## પાઠ ૫. રાજકુંવરની સાચવટ.

મહારાજા પાંચમા જ્યોર્જ નાના હતા, ત્યારે વહાણ ચલાવવાનું કામ શીખતા હતા. એક વખત તેમણે રમતાં રમતાં વહાણના મુખ્ય અમલદારના ખાટલામાં ખીલા ઘોચ્યા. આ ખીલા કોણે ઘોચ્યા, તે એ અમલદાર જાણતો ન હતો. ત્યાં એક બીજો છોકરો ફરતો હતો તેણે આ ખીલા ઘોચ્યા હશે, એમ જાણી પેલા અમલદારે તેને ખૂબ ધમકાવ્યો. રાજકુંવર જ્યોર્જે આ જાણ્યું, એટલે

તરતજ તેઓ દોડતા ત્યાં આવ્યા, ને બોલ્યા, એ છોકરાનો બીલકુલ વાંક નથી. આ ગુનો તો મેં કર્યો છે. રાજકુંવરની આવી સાવચટ જોઈ પેલો અમલદાર ઘણો ખુશી થયો. તેણે બધા છોકરાના સાંભળતાં રાજકુંવર જયોર્જનાં ઘણાં વખાણ કર્યાં.

---

પ્રશ્ન—જ્યોર્જે શો ગુનો કર્યો હતો ?
પ્રશ્ન—એમણે અમલદારને શું કહ્યું ?

## પાઠ ૬. રાજા અને ચોર.

એક ગામમાં બે ચોર રહેતા હતા. એક વખત તેઓ ચોરી કરતાં પકડાયા. તપાસ કરતાં રાજાએ એક ચોરને પૂછ્યું, તમને અહીં કેમ પકડી આણ્યા છે? ચોરે કહ્યું, રાજાજી, આપના સિપાઇઓએ અમારે માથે જુઠી ચોરી ચઢાવી, અમને અહીં પકડી આણ્યા છે. પછી રાજાએ બીજા ચોરને પૂછ્યું, કે તમને અહીં કેમ પકડી આણ્યા છે ? એ ચોરે જવાબ દીધો, કે સાહેબ, અમે બંને ચોરી કરતા હતા. ત્યાં પકડાયા, તેથી અમને અહીં આણ્યા છે. બીજો ચોર સાચું બોલ્યો તેથી ખુશી થઈ રાજાએ તેને છોડી મૂક્યો, અને પેલા જુઠા ચોરને ભારે સજા કરી.



પ્રશ્ન—રાજાએ બીજા ચોરને કેમ છોડી દીધો ?
પ્રશ્ન—રાજાએ પહેલા ચોરને ભારે સજા કેમ કરી ?

## પાઠ ૭. સાચ વિષે.

જુઠું બોલે જે કદી, પાપી પુરો થાય;
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.
સાચામાં સુખ છે ઘણું, સાચે સૌને સ્નેહ;
સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ.

દલપતરામ.

---

## પાઠ ૮. કાચબો અને ગરુડ.

એક કાચબાએ ગરુડ પંખીને મશ્કરીમાં કહ્યું, ગરુડ ભાઈ, જો તમે મને આકાશમાં સહેલ કરવા લઈ જશો, તો હું તમને સાચા મોતીનો એક હાર આપીશ. ગરુડે કાચબાનું કહેલું ખરૂં માન્યું, અને તેને પોતાની પીઠ પર બેસાડી આકાશમાં બધે ફેરવ્યો. નીચે આવ્યા પછી ગરુડે કાચબાને કહ્યું, ભાઈ, હવે તમે કહેતા હતા, તે સાચાં મોતીનો હાર મને આપો. કાચબા પાસે એવો હાર હતો નહિ. તેણે તો ગરુડ પંખીની મશ્કરી કરી હતી. તેથી તે ગભરાઇને બોલ્યો, ગરુડભાઇ, મારી પાસે હાર નથી. મેં તો તમારી મશ્કરી કરી હતી. આ સાંભળી ગરુડને ઘણી રીસ ચઢી. તેણે કાચબાના પેટમાં ચાંચ મારી તેને મારી નાંખ્યો.

---

પ્રશ્ન—કાચબાએ ગરુડને શું કહ્યું ?
પ્રશ્ન—ગરુડે તેને કેમ મારી નાખ્યો ?

# પાઠ ૯. પીપળનાં પાંદડાં ને કુંપળોની વાત.

એક પીપળ ઉપરથી પાકાં પાંદડાં નીચે ખરી પડતાં હતાં. તે જોઇ નવી ફૂટેલી કુંપળોને હસવું આવ્યું. તેમણે કહ્યું, જુઓ, પેલાં ઘરડાં ડોકરાં કેવાં ટપોટપ નીચે ખરી પડે છે! કુંપળોના આવા બોલ સાંભળી પેલાં પાંદડાંને માઠું લાગ્યું. થોડીવાર પછી તેમણે ધીમેથી કહ્યું, અલી કુંપળો, અત્યારે તમે બાળક છો તેથી અમારી મશ્કરી કરો છો. પણ જો જો! અમારી પેઠે તમારે પણ નીચે ખરી પડવાનો વખત આવશે. આ સાંભળીને કુંપળો શરમાઈ ગઈ.

પીપળ પાન ખરંતાં, હસતી કુંપળીઆં:
મુજ વીતી તુંજ વીતશે, ધીરી બાપુડીઆં.

---

પ્રશ્ન—કુંપળોએ પાંદડાંની શી મશ્કરી કરી?
પ્રશ્ન—પાંદડાંએ તેમને શું કહ્યું?

# પાઠ ૧૦. સુંદર લખોટી.

છગન—ભાઈ મગન, જો આ લખોટી કેવી સુંદર છે!
મગન—તું એ ક્યાંથી લાવ્યો?
છગન—હું પેલા ચીમન સાથે રમતો હતો, ત્યાંથી લાવ્યો.
મગન—તેં ચીમનને કહીને આણી છે?
છગન—ના મેં એને કહ્યું નથી.

મગન—શા માટે એને કહ્યું નહિ? એની લખોટી એને કહ્યા વિના તારાથી લેવાય કે? કોઈની ચીજ છાની માની લેવી, એ ચોરી કહેવાય.

છગન—મને એ લખોટી ગમી ને મેં લીધી, એમાં ચોરી શાની?

મગન—તારી આ ટોપી મને ગમે, ને તે હું તને પૂછ્યા વિના લઈ જાઉં, તો એ વાત તને ગમે કે?

છગન-ના, મને ન ગમે. મારી ટોપી તમારાથી કેમ લેવાય?

મગન-ત્યારે ચીમનની લખોટી તારાથી કેમ લેવાય?

છગન-ભાઇ, હવે હું સમજ્યો, કે કોઈની ચીજ છાની માની લેવી એ ચોરી ગણાય. હવે હું ચોરી નહિ કરૂં. આ લખોટી હમણાંજ ચીમનને પાછી આપવા જાઉં છું.

---

•પ્રશ્ન—ચોરી કોને કહેવાય?

# પાઠ ૧૧. રાજાની વાત.

રાજકોટમાં ગાંઠીઆ તાવનો રોગ ચાલતો હતો. તે વખતે ત્યાંના ઠાકોર સાહેબ લાખાજીરાજ માંદાં માણસોની સારવાર કરવા જાતે ફરતા હતા. એક વખત ફરતા ફરતા તે એક ગરીબ બૈરીને ઘેર જઈ ચઢયા. એ બાઈ દરદથી રીબાતી હતી. ઠાકોર સાહેબે તેને દવા આપી કહ્યું, પ્રભુ કૃપાથી હવે તને જલદી આરામ થઇ જશે. કદાપિ તું મરણ પામીશ તો તારાં આ બાળકોના ગુજરાનનું ખર્ચ રાજ્યની

તિજોરીમાંથી મળશે. માટે તું એ બાબતની ચિંતા કરીશ નહિ.

પછી ઠાકોર સાહેબે પેલી બાઇને કહ્યું, હવે તારે કોઈ વસ્તુની જરૂર છે? પેલી બાઇએ આસપાસ ઉડતા મચ્છરોની ઉપાધિ મટાડવા કહ્યું. ઠાકોર સાહેબે તરત પોતાના સિપાઇને રાજમહેલમાં મોકલી પોતાના પલંગ પરની ચાદર મંગાવી છોડાવી તે બાઇને આપી. આથી એ બાઈ ખુશી થઇ રાજાને આશિષ દેવા લાગી, બાપુ! તમારી ગાદી અમર તપો.

---

પ્રશ્ન—બાઈ શાથી પીડાતી હતી?

પ્રશ્ન—રાજાએ તેને શું કહ્યું?

# પાઠ ૧૨. કીડી અને કબુતર.

એક તરસી કીડી નદીમાં પાણી પીવા ગઈ હતી. તે પાણીમાં પડી જવાથી તણાવા લાગી. એ કિનારા ઉપર એક વડનું ઝાડ હતું. તેના ઉપર એક કબુતર બેઠું હતું. કીડીને તણાતી જોઈ કબુતરને દયા આવી. તેણે ચાંચ વતી એક પાંદડું નીચે તોડી પાડ્યું. એ પાંદડાને વળગીને કીડી

કાંઠે નીકળી ગઈ. હવે એવું બન્યું, કે એક દિવસ એ કબુતર એક ઝાડ ઉપર બેઠું હતું. તે ન જાણે તેમ એક પારધી તેને પકડવા જાળ પાથરતો હતો. પેલી કીડીએ એ વાત જાણી. તેણે ઝાડ ઉપર ચઢી પેલા કબુતરને પગે ચટકો ભર્યો. કબુતરને પગે વેદના થવાથી, એકદમ તે ઊડી ગયું. તેથી તેનો જીવ બચ્યો.

---

પ્રશ્ન—કીડીને પાણીમાં તણાતી કોણે બચાવી ?

પ્રશ્ન—કીડીએ બદલો શી રીતે વાળ્યો ?

# પાઠ ૧૩. ચોકખાઈ વિષે.

ચોકખી ચીજો રાખવી, ચોકખાં પહેરો ચીર;
ચોકખાં ઘર ને ચોક પણ, ચોકખે સુખી શરીર.
મધપૂડા રૂડા રચે, માખી રાખી માપ;
ડાઘા કદી ન દેખીએ, ખરેખરી શુભ છાપ.
ચોકખે ચિત્ત રાજી રહે, વળે શરીરનું વાન;
ચોકખે સર્જ્જન ચારમાં, મળે મનુષને માન.

દલપતરામ

# પાઠ ૧૪. બે બિલાડી અને વાંદરો.

કોઇ શેઠના ઘરમાંથી બે બિલાડીઓએ એક રોટલો આણ્યો. તેમણે તેના ભાગ પાડી તે વહેંચવા માંડ્યો. વહેંચતા વહેંચતાં તેઓ વઢી પડી. એક કહે, આ ભાગ મારો ને બીજી કહે આ. મારો એટલામાં ત્યાં એક વાંદરો આવ્યો. બિલાડીઓએ તેને કહ્યું, 'વાંદરાભાઇ, તમે જરા આટલો રોટલો અમને વહેંચી આપો નહિ? વાંદરાએ કહ્યું, લાવો, બેનો! હું ખુશીથી તમને વહેંચી આપું. પછી તેણે ત્રાજવાં આણ્યાં, અને તેનાં બે પલ્લાંમાં રોટલાના બે કકડા મૂક્યા. પછી વાંદરાએ ત્રાજવું ઉંચું કર્યું, એટલે એક પલ્લું નમ્યું. વાંદરાએ એ પલ્લામાંથી રોટલાનો કકડો લઇ એક બચકું ભરી ખાધું. પછી તેણે ત્રાજવું ઉંચું કર્યું, એટલે બીજું પલ્લું નમ્યું. તેમાંથી રોટલાનો કકડો લઇ, વાંદરો બચકું ભરી ખાઈ ગયો. આમ, કરતાં કરતાં છેવટે થોડોક રોટલો બાકી રહ્યો. એ જોઈ બિલાડીઓએ કહ્યું, વાંદરા ભાઈ, હવે અમને અમારો રોટલો પાછો આપો. અમે અમારી મેળે વહેંચી ખાઇશું. વાંદરાએ કહ્યું, બેનો, અત્યાર સુધી મેં મહેનત કરી, માટે આટલો રોટલો તો મારી મહેનતનો.

આમ કહી તે બંને રોટલો ખાઈ ગયો. પછી બિલાડીઓ વીલે મોંએ ત્યાંથી પાછી ગઇ.

---

પ્રશ્ન—બિલાડીઓ કેમ વઢી પડી ?

પ્રશ્ન—વઢવાથી તેમને શું નુકસાન થયું ?

## પાઠ ૧૫. ઉંદર અને દેડકાની લડાઈ.

એક નદીને કિનારે એક ઉંદર અને દેડકો રહેતા હતા. ઉંદર કહે, આ મારો કિનારો, અને દેડકો કહે મારો. બન્ને વચ્ચે મોટી લડાઇ થઈ. ઉંદર ઘાસના ઓથામાં રહી લડતો, અને લાગ જોઇ દેડકા ઉપર કુદી પડતો. એ જોઈ દેડકાએ તેને કહ્યું, અલ્યા ઉંદરડા, જો તું ખરો મરદ હોય તો સામી છાતીએ આવી લડ. ચોરની પેઠે આમ છુપાઇને શું લડે છે? દેડકાના આવા બોલ સાંભળી ઉંદર બહાર આવ્યો. પછી તેઓ બરૂની સોટીઓ લઇ લડવા લાગ્યા. લડાઈ ખરેખરી જામી. એટલામાં એક સમડી આવી, તે બન્નેને ઉપાડી ચાલતી થઈ.

---

પ્રશ્ન—ઉંદર અને દેડકો શા માટે લડતા હતા ?

પ્રશ્ન—લડવાથી તેમને શું નુકસાન થયું ?

# પાઠ ૧૬. કાગડો અને શિયાળ.

એક કાગડો ચાંચમાં પુરી લઇને બેઠો હતો. એટલામાં તે ઝાડ નીચે એક શિયાળ આવ્યું. શિયાળને ઘણી ભૂખ લાગી હતી. કાગડાની ચાંચમાં પુરી જોઇ તેણે તે પડાવી લેવાનો વિચાર કર્યો. પછી કાગડાની સામું જોઈ તે બોલ્યું, કાગડાભાઇ કાગડાભાઈ, વાહ! શું સુંદર તમારી પાંખો! તમારી ચાંચ પણ બહુ સારી છે. તમારા જેવું રૂપાળું પંખી બીજું કોઈ નથી. તમારું શરીર જેવું રૂપાળું છે, તેવોજ તમારો રાગ પણ મજાનો હશે. માટે જરા બોલી બતાવો જોઇએ. પોતાનાં વખાણ સાંભળી કાગડો ફુલાઈ ગયો. તેણે કા કા એમ બોલવા માંડ્યું, એટલે તેની ચાંચમાંથી પુરી નીચે પડી ગઈ. શિયાળે ઝડપ દઈને તે લઈ લીધી. પછી તેણે કાગડાને કહ્યું, બેસ મૂર્ખા, જાણ્યું તારૂં ડહાપણ. તારૂં રૂપ કાંઇ સારૂં નથી, અને તારો રાગ પણ મજાનો નથી. તારી પાસેથી પુરા પડાવી લેવા, મેં તારાં ખોટાં વખાણ કર્યાં હતાં.

---

પ્ર૦—શિયાળે કાગડાનાં વખાણ શા માટે કર્યાં?

પ્ર૦—કાગડાએ પુરી શાથી ખોઇ?

# પાઠ ૧૭. જાત્રાએ જઇ આવેલી બિલાડી

એક બિલાડીને ઘણી ભૂખ લાગી હતી. ઉંદર પકડવાને તેણે ઘણી મહેનત કરી, પણ એકે ઉંદર તેના હાથમાં આવ્યો નહિ. પછી તે એક વાણીઆના ઘરમાં ગઈ. ત્યાં તેણે કંકુનાં ટીલાં ટપકાં કર્યાં, અને ગળામાં માળા પહેરી લીધી. પછી તે ઘરની પાછળના વાડામાં ગઈ. ત્યાં એક દર હતું. તેમાં ઘણા ઉંદરો રહેતા હતા. દર પાસે બેસી, હાથમાં માળા ઝાલી તેણે કહ્યું, ઉંદર ભાઈઓ, હું બધાં તીરથ ફરી જાત્રા કરી આવી છુ. હવેથી પાપ નહિ કરવાનો મેં ઠરાવ કર્યો છે. હું હવે તમને મારીશ નહિ, માટે તમે કોઈ મારી બીક રાખશો નહિ. અહીં બેસી હું દરરોજ માળા જપીશ.

દરમાંથી દરરોજ બધા ઉંદરો હારબંધ બહાર નીકળતા ને પાછા હારબંધ અંદર પેસી જતા. બિલાડી રોજ છેલ્લા ઉંદરને પકડી મારી ખાતી. આમ કેટલાક દિવસ ચાલ્યું. પણ આખરે બિલાડીની લુચ્ચાઇ એક ઘરડા ઉંદરના જાણવામાં આવી. એ ઉંદર છાનોમાનો ઘરના રખવાળ કુતરા પાસે ગયો, ને તેને બધી વાત કહી. કુતરાને તેથી રીસ ચઢી. તેણે એ લુચ્ચી બિલાડીને પકડી મારી નાખી.

---

પ્ર૦—બિલાડીએ ઉંદરને શી રીતે છેતર્યા ?

પ્ર૦—કુતરાએ તેને કેમ મારી નાખી ?

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૧ લું.

### ભાગ—૨.

## પાઠ ૧. ટોપી વેચનારો છોકરો

એક છોકરો હતો. એક વખત તેની મા માંદી પડી. છોકરાએ તેની ઘણી ચાકરી કરી, પણ તેથી મટ્યું નહિ. પછી તે પાસેના શહેરમાં દવા લેવા ગયો. એ શહેરમાં મોટું દવાખાનું હતું. તેમાં દવા મફત મળતી હતી. દાક્તરે દવા ભરવા માટે છોકરા પાસે સીસી માંગી. તેની પાસે સીસી હતી નહિ, તેમ સીસી વેચાતી લેવા જેટલા પૈસા પણ ન હતા. તેથી તેણે બજારમાં જઈ પોતાની ટોપી વેચી દીધી. ટોપીના બે પૈસા ઉપજ્યા, તેમાંથી તેણે સીસી ખરીદી. પછી તે દવા લઇને ઘેર આવ્યો. એ દવાથી તેની માનો મંદવાડ મટ્યો.

---

પ્ર૦—છોકરો શહેરમાં શા માટે ગયો ?
પ્ર૦—તેણે સીસી શી રીતે વેચાતી લીધી ?

# પાઠ ૨. રાજકુંવરની રમત.

આપણા મહારાજાના પિતાનું નામ શંકરરાજ સાતમા એડવર્ડ હતું. નાનપણથી તેમને ખુલ્લી હવામાં ફરવા જવાનો શોખ હતો. એક વખત તેમના બાપ સાથે દરીઆકાં તે ફરવા ગયા હતા. ત્યાં એક માછીનો છોકરો માથે ટોપલી લઇ ઉભો હતો. તેના માથા ઉપરથી રમતાં રમતાં રાજકુંવરે ટોપલી પાડી નાખી. તેથી તેમાંની બધી ચીજો વેરાઈ ગઈ. એવામાં તેમના પિતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે કુંવરને કહ્યું, આ ગરીબ છોકરાના માથા પરથી ટોપલી પાડી નાખી તેથી તમને શો ફાયદો થયો ? હવે એ છોકરો આટલો બધો ભાર ઉપાડી શી રીતે માથે મૂકશે ? તમે એ છોકરાના માથા ઉપર ટોપલી પાછી મૂકો. એ સાંભળી પોતાના તોફાન માટે કુંવર શરમાઈ ગયા. તેમણે તરત પિતાના કહેવા પ્રમાણે નીચેથી ટોપલી ઉપાડી, પેલા છોકરાના માથા પર મૂકી.

---

પ્રશ્ન—રાજકુંવરે શું તોફાન કર્યું ?
પ્રશ્ન—તેમના પિતાએ શું કહ્યું ?
પ્રશ્ન—તે શાથી શરમાઇ ગયા ?



# પાઠ ૩. બે ઝાડની વાતો.

એક નદીને કિનારે મોટું ઝાડ હતું. એક વખત વાવાઝોડું થવાથી તે ઉખડી નદીમાં પડ્યું. એ નદીને કિનારે બીજું એક નાનું ઝાડ હતું. વાવાઝોડાથી તે પડી ગયું નહિ. એથી નવાઈ પામી, પેલું મોટું ઝાડ નાના ઝાડને પૂછવા લાગ્યું, ભાઇ, તું આ તોફાનમાંથી શી રીતે બચ્યું? મારાં મુળીઆં ઘણાં ઉંડાં છે. તોપણ હું પડી ગયું, ને તું તો હજી ઉભું જ છે! નાના ઝાડે જવાબ દીધો, વાવાઝોડા વખતે હું નીચે નમી ગયું ને તું તો ટટાર ઉભું રહ્યું. જો મારી પેઠે તું પણ નીચે નમી ગયું હોત, તો આમ પડી જાત નહિ.

---

પ્ર૦—મોટા ઝાડે નાના ઝાડને શું પૂછ્યું?
પ્ર૦—નાના ઝાડે શો જવાબ દીધો?

# પાઠ ૪. એક રાજાની વાત.

શાહાજી નામનો એક મરાઠા સરદાર હતો. તે એક મુસલમાન પાદશાહની નોકરીમાં રહેતો હતો. તેને શિવાજી નામનો એક દીકરો હતો. શિવાજીએ ઘણી મહેનત કરીને મોટું રાજ મેળવ્યું. એ જાણીને તેનો બાપ તેને મળવાને આવ્યો. બાપને આવતા જાણી શિવાજી ઘણો રાજી થયો. તે પગે ચાલી તેને તેડવા માટે સામો ગયો. બાપની પાસે આવી શિવાજી પગે લાગ્યો, ને બે હાથ જોડી સામો ઉભો રહ્યો. થોડા દહાડા રહી તેનો બાપ જવા માટે તૈયાર થયો. શિવાજીએ તેને એક પાલખીમાં બેસાડયો. એ પાલખીની કોર ઝાલી પગે ચાલી, શિવાજી તેને કેટલેક દૂર સુધી વળાવી આવ્યો. શિવાજીના આવા ઉંચા વિવેકથી તેનો બાપ ઘણો રાજી થયો.

---

પ્રશ્ન—શિવાજીએ તેના બાપને કેવી રીતે માન આપ્યું ?
પ્રશ્ન—તેનો બાપ શાથી રાજી થયો ?

---

# પાઠ ૫. કાચાં ફળ.

ચીનુ-જુઓ, મોટાભાઈ, આ બોર કેવાં સરસ છે !
મોટાભાઈ-તેં એ ક્યાંથી આણ્યાં ?
ચીનુ-મેં આપણા વાડામાંની બોરડી પરથી આણ્યાં.
મોટાભાઈ-અરે ! આ બોર તું ખાઇશ નહિ.
ચીનુ-હું કેમ ન ખાઉં ?
મોટાભાઈ-એ બોર કાચાં છે.
ચીનુ-કાચાં બોર ખાવાથી શું થાય ?
મોટાભાઈ-બોર કે બીજાં ફળ કાચાં હોય અને ખાઇએ, તો પેટમાં દુ:ખે અને તેથી માંદા પડાય.
ચીનુ-હું નિશાળે જાઉં છું, ત્યાં મારા વર્ગના કેટલાક છોકરા કાચું ચવેણું ખાય છે. તે પણ શું પેટમાં દુ:ખતું હશે ?
મોટાભાઈ-હા ભાઈ, કાચાં ફળની પેઠે કાચું ચવેણું પણ પેટમાં દુ:ખે.
ચીનુ-મોટાભાઈ, કાચાં ફળ ને કાચું ચવેણું ખાવાથી પેટમાં દુ:ખે ને તેથી માંદા પડાય, એ હું બરાબર સમજ્યો.

---

પ્ર૦—કાચાં ફળ કે ચવેણું ખાવાથી શું થાય ?

## પાઠ ૬. માખી.

(ચોપાઇ)

જો આ માખી વહાલા બાળ,
તેના પગ છ ઉપર વાળ;
રોગ તણા જંતુ બારીક,
રહેવાનું એ ઘર છે ઠીક. ૧
ઝેરી જંતુ પગમાં લઇ,
ઘર ઘર ઊડે માખી બાઇ;
ગંદા પગને ગંદી પાંખ,
જીવાત કેરૂં ઘર છે માખ. ૨
તેને મન વિષ્ટા ને છાણ,
મીઠાં ભોજન સર્વ સમાન;
માખીનું એંઠેલું જમે,
કોગળીઉ તેને બહુ દમે. ૩

(શાળાપત્ર)

---

## પાઠ ૭. છોકરાંની રમત.

એક દહાડો કેટલાંક છોકરાં એક ઝાડ પાસે રમતાં હતાં. રમતાં રમતાં તેમણે ઝાડ ઉપર પથરા ફેંકવા માંડયા. એ ઝાડ ઉપર ઘણાં પંખી રહેતાં હતાં. તેમને પથરા ધડાધડ વાગવા માંડયા. એ ઝાડ ઉપર એક ચકલીનો માળો હતો. તેમાં તેનાં બે ઇંડાં હતાં. માળામાં પથરો વાગવાથી એક ઇંડું નીચે પડી ફૂટી ગયું. એ જોઈ ચકલી રડતી રડતી

બહાર આવી બોલી, છોકરાંઓ, તમે અમને પથરા શું કરવા મારો છો? તમારા મનને તો રમત છે, પણ અમને તો તમારા પથરા વાગવાથી ઘણું દુઃખ થાય છે. જુઓ તમારો પથરો વાગવાથી મારું ઈંડું ફુટી ગયું. હવે તમે રમત બંધ કરો તો સારું. એ છોકરામાં એક ડાહ્યો અને સમજુ છોકરો હતો તે બોલી ઉઠયો, ચકલી બેન, હવે અમે પથરા નાખીશું નહિ. હવે પછી બીજા કોઈને હરકત થાય એવી રમત અમે રમીશું નહિ. આમ કહી તેણે બધાં છોકરાંને પથરા નાખતાં અટકાવ્યાં.

પ્ર૦—ચકલીએ છોકરાને શું કહ્યું?
પ્ર૦—ડાહ્યા છોકરાએ ચકલીને શું કહ્યું?

## પાઠ ૮. હંસ અને કાગડો.

એક હંસ અને કાગડાને ભાઈબંધી હતી. તે બંને વડના ઝાડ પર રહેતા હતા. ઉનાળામાં એક દિવસ બપોરે કોઈ મુસાફર પેલા વડના ઝાડ નીચે જઈ બેઠો. તેને પેલા વડ ઉપર બેઠેલા કાગડાએ જોયો. કાગડો અડપલો અને નઠારા સ્વભાવનો હતો. તે પેલા મુસાફરના માથા ઉપર હગાર કરી ધીમે રહી ઉડી ગયો. મુસાફરે ઝાડ ઉપર નજર કરી તો હંસને બેઠેલો જોયો. તેણે વિચાર્યું, કે આ હંસેજ મારા ઉપર હગાર કરી હશે. આથી રીસ ચઢાવી તેણે એક બાણ માર્યું. તે હંસને વાગ્યું. તેથી હંસ નીચે પડયો ને

તરફડીને મરણ પામ્યો. મરતી વખતે તેને વિચાર થયો કે જો મેં આ નઠારા કાગડાની સોબત ના કરી હોત, તો મારે આમ મરવું પડત નહિ.

---

પ્ર૦—મુસાફર ઉપર હુમલો કોણે કર્યો?
પ્ર૦—મુસાફરે હંસને બાણ કેમ માર્યું?
પ્ર૦—મરતી વખતે હંસને શો વિચાર થયો?

---

## પાઠ ૯. મગર અને વાંદરો.

એક નદીને કાંઠે જાંબુનું મોટું ઝાડ હતું. તેના પર એક વાંદરો રહેતો હતો. એ નદીમાં એક મગર પણ રહેતો હતો. મગર અને વાંદરાને સારી દોસ્તી હતી. વાંદરો દરરોજ ઝાડ ઉપર બેસી મગરને મીઠાં જાંબુ ખાવા આપતો. એક દિવસ મગરે વિચાર્યું, કે આ વાંદરાનું કાળજું ઘણું મીઠું હશે. માટે જો તેને બોડમાં લઇ જઈ મારી નાખ્યો હોય તો ઠીક. પછી તે વાંદરાને છેતરીને, પોતાની પીઠ પર બેસાડી બોડમાં લઇ ગયો. ત્યાં પહોંચ્યા પછી મગરે તેને કહ્યું, વાંદરાભાઇ, મને તમારા મીઠા કાળજાનો સ્વાદ ચાખવાની ઇચ્છા થઈ ગઇ છે. તેથી મેં તમને અહીં આણ્યા છે. વાંદરે હસીને કહ્યું, અહો! એમાં શું? જો તમારે મારા કાળજાની જરૂર હતી, તો મને ત્યાંજ કહેવું હતુંને! હું તો મારૂં કાળજું ઝાડ ઉપર મૂકીને આવ્યો છું. તમારે એ જોઇતું હોય તો મને ઝાડ પાસે લઇ ચાલો. મગર તેને પીઠ

પર બેસાડી ઝાડ પાસે લઈ ગયો. એટલે વાંદરો ફાળ ભરી ઝાડ ઉપર ચઢી ગયો. પછી તે બોલ્યો, હેયાફુટા. કાળજું તે વળી ઝાડ ઉપર મુકાતું હશે? હવે ચાલ્યો જા. તારા જેવા નઠારાની સોબત કોણ કરે?

---

પ્રશ્ન—મગર વાંદરાને શા માટે લઈ ગયો?
પ્રશ્ન—વાંદરો ત્યાંથી શી રીતે છૂટયો?

---

# પાઠ ૧૦. સાચાબોલો છોકરો.

એક વખત એક છોકરો રબરનો દડો ઉછાળતો ઉછળતો બજારને રસ્તે જતો હતો. તેનો દડો ભોંયથી ઉછળીને એક દુકાનની બારીના કાચમાં વાગ્યો. તેથી એ કાચ ભાંગી ગયો. એ કાચ કોણે ભાંગ્યો તેની દુકાનના માલીકને ખબર પડી નહિ. પેલો છોકરો એકદમ દુકાને ગયો અને કહેવા લાગ્યો, શેઠ કાકા, આ બારીનો કાચ મારા વડે ભાંગ્યો.છે. માટે તેની કિંમત હોય તે કહો. મારી પાસે હમણાં પૈસા નથી. હું ગરીબ માણસ છું, તેથી તમારી દુકાનમાં નોકરી કરીને એ પૈસા વાળી આપીશ. દુકાનનો માલીક પેલા છોકરાની આવી સાચવટ અને વિવેક જોઈ રાજી થયો. તેણે એ છોકરા પાસે કાચની કિંમત લીધી નહિ, પણ તેને પગાર બાંધી આપી પોતાની દુકાનમાં નોકર રાખ્યો. જોયું, સાચાબોલું છોકરૂં આમ સૌને વહાલું લાગે છે.

---

પ્રશ્ન—બારીનો કાચ શી રીતે ભાંગ્યો?
પ્રશ્ન—છોકરાએ દુકાનના માલીકને શું કહ્યું?
પ્રશ્ન—દુકાનનો માલીક તેના પર ખુશી કેમ થયો?

## પાઠ ૧૧. સાચના સિપાઈ.

અમે સાચના સિપાઈ,
સાચના સિપાઈ,
સાચ અમારી તરવારે ને
સાચની બાંધી સગાઈ.
અમે સાચના સિપાઈ.
સાચ અમારા લડવૈયા તે,
લડશે સાચ લડાઇ,
અમે સાચના સિપાઈ.
સૂણો અમારાં બ્યુગલ વાગે
સાચની હાક છવાઈ,
અમે સાચના સિપાઈ.
જુઓ અમારી ધ્વજા ફરફરે,
સાચની લહેરો વાઇ
અમે સાચના સિપાઇ.
જામે સાચનું લશ્કર સબળે
આવો તમેય ભાઈ
અમે સાચના સિપાઇ.

નાનાલાલ.

---

## પાઠ ૧૨. હાથી અને દરજી.

એક હાથી હતો. તે દરરોજ એક દરજીની દુકાન પાસે થઇને પાણી પીવા જતો. દરજી દરરોજ હાથીની સૂંઢમાં ફળ કે કંઈ કંઈ ખાવાનું મૂકતો. એમ કેટલાક દિવસ ચાલ્યું. એક દિવસ પેલા દરજીને હાથીની મશ્કરી કરવાનું મન થઈ આવ્યું. બીજે દિવસે જ્યારે હાથી તેની દુકાન પાસે

આવ્યો, ત્યારે દરજીએ તેની સૂંઢમાં સોયની અણી ખોસી. હાથીને એથી ઘણી રીસ ચઢી. એ વખતે તો તે કંઈ બોલ્યો નહિ. પણ પાછા આવતાં તેણે કચરાવાળું પાણી સૂંઢમાં ભરી આણ્યું, ને દરજીની દુકાનમાં છાંટ્યું. તેથી દરજી ભાઈનાં બધાં લુગડાં ખરાબ થઇ ગયાં. એ દરજી ત્યાર પછી કોઈની મશ્કરી કરતો નહિ.

---

પ્રશ્ન—દરજીએ હાથીની શી મશ્કરી કરી?
પ્રશ્ન—હાથીએ એનો બદલો શી રીતે વાળ્યો?

---

## પાઠ ૧૩. ઢોંગી ગધેડો.

એક ગધેડાને સિંહનું ચામડું જડ્યું. એ ઓઢીને તે વગડામાં બધે ફરવા લાગ્યો. તેને જોઈ વગડાનાં બધાં જાનવર ડરવા લાગ્યાં. એક વખત એ ગધેડાનો ધણી કુંભાર ફરતો ફરતો ત્યાં જઈ ચઢ્યો. ગધેડો તેને પણ ડરાવવા લાગ્યો. તેનાં લાંબા કાન જોઈ કુંભારે તો તેને ઓળખ્યો. પછી તેણે ગધેડાના કાન પકડી ખૂબ માર માર્યો અને કહ્યું, લુચ્ચા, તું સિંહનું ચામડું ઓઢી ઢોંગ કરે છે, પણ હું તને ઓળખું છું, કે તું ખરેખર મારો ગધેડો છે. પછી તેના કાન પકડી, પોતાને ઘેર લઇ ગયો. એ ગધેડો ત્યાર પછી ઢોંગ કરવાની ટેવ ભૂલી ગયો.

પ્રશ્ન—ગધેડાએ શો ઢોંગ કર્યો?
પ્રશ્ન—કુંભારે તેને શું કહ્યું?
પ્રશ્ન—કુંભારે ગધેડાને કેમ માર્યો?

# પાઠ ૧૪. દયાળુ રાજા.

શિયાજીરાવ કરીને એક રાજા હતો. તે એક દહાડો જંગલમાં શિકાર કરવા ગયો. ત્યાં તેણે એક નાના છોકરાને રડતો જોયો. રાજાને તેની દયા આવી, તેથી તે છોકરા પાસે ગયો. તેણે છોકરાને ધીરજ આપી છાનો રાખ્યો, અને થોડું ખાવાનું તથા પાણી આપ્યું. પછી તેણે આજુ-બાજુ એ છોકરાનાં માબાપની ઘણી તપાસ કરી, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. રાજા તે છોકરાને પોતાને ઘેર તેડી ગયો, અને પેટના છોકરાની પેઠે તેને ઉછેર્યો. જ્યારે એ છોકરો મોટો થયો ત્યારે રાજાએ તેને ધંધે વળગાડ્યો.

પ્ર૦—રાજા છોકરા પાસે કેમ ગયો ?

પ્ર૦—છોકરાનાં માબાપ જડયાં નહિ ત્યારે રાજાએ શું કર્યું ?

# પાઠ ૧૫. મહારાણી મેરી અને ડોસી.

મહારાણી મેરી અને તેમની મા એક દિવસ શહેર બહાર ફરવા ગયાં હતાં. ત્યાં એક ડોસી ઝાડ ઉપરથી સૂકાં લાકડાં પાડતી હતી. ડોસીને ઘણો થાક લાગવાથી તે હાંફતી હતી. તેને જોઇ મહારાણી મેરીને અને તેમની માને ઘણી દયા આવી. તેમણે પોતાની છત્રી વડે ઝાડ ઉપરથી સૂકાં લાકડાં પાડ્યાં, અને ભારી બાંધી પેલી ડોસીને માથે ચઢાવી. આથી ડોસી ઘણી રાજી થઇ, અને તેમનો પાડ માની ચાલતી થઈ.

પ્ર૦—શહેર બહાર ડોસી શું કામ કરતી હતી ?

પ્ર૦—મેરીએ અને તેમની માએ ડોસીને શી મદદ કરી ?

# પાઠ ૧૬. રાજા અને ભિખારી.

એક રાજા હતો. તેનું રાજ બીજા પરદેશી રાજાએ લઇ લીધું. તેથી તે જંગલમાં ઝુંપડી બાંધીને રહેતો હતો. એક વખત બપોરે ઝુંપડીમાં બેસી તે રાજા ચોપડી વાંચતો હતો. એવામાં કોઈ ભિખારી બારણે આવી ઉભો. તેણે રાજાને કરગરીને કહ્યું, હું ચાર પાંચ દિવસથી ભૂખ્યો છું. જો આજ મને ખાવાનું નહિ મળે તો જરૂર હું ભૂખથી મરી જઇશ. તમે મને થોડું ખાવાનું આપશો તો ઈશ્વર તમારૂં ભલું કરશે. રાજાને ભિખારીની દયા આવી. તેણે ઝુંપડીમાં જઇ જોયું તો ફક્ત એકજ રોટલો હતો. એ રોટલા સિવાય ઝુંપડીમાં બીજું કંઇ પણ ખાવાનું હતું નહિ. આમ છતાં રાજાએ જરા પણ અચકાયા વિના ખુશીથી અડધો રોટલો ભાંગી પેલા ભિખારીને આપ્યો. એટલો રોટલો ખાવાથી ભિખારીનો જીવ બચ્યો. પછી થોડી વાર ત્યાં વિસામો લઈ, રાજાને આશિષ આપી, પેલો ભિખારી ચાલતો થયો.

---

પ્ર૦—રાજા ઝુંપડીમાં કેમ રહેતો હતો ?

પ્ર૦—ભિખારીએ રાજાને શું કહ્યું ?

પ્ર૦—તેણે રાજાને આશિષ શાથી આપી ?

# પાઠ ૧૭. ભાઈબહેનનું હેત.

કનુ અને કાન્તા નામનાં બે ભાઈ બેન એક દિવસ તેમના બાપ સાથે મેળામાં ગયાં હતાં. કનુએ ત્યાંથી કાચનાં બે સુંદર રમકડાં લીધાં. કાન્તાએ રબરની એક બોલતી ચકલી લીધી. કનુને કાચનાં રમકડાં નહિ લેવાને તેના બાપે ઘણુંએ કહ્યું, પણ તેણે માન્યું નહિ. બીજે દિવસે તે નિશાળેથી ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો, ને પેલાં રમકડાં લઈ રમવા લાગ્યો. રમતાં રમતાં તે હાથમાંથી પડીને ભાંગી ગયાં. ત્યાંથી રડતો રડતો તે ઘેર આવ્યો. તેને રડતો જોઈ કાન્તાએ કહ્યું, કનુભાઈ તું કેમ રડે છે? કનુએ કહ્યું, મારાં રમકડાં ભાંગી ગયાં. હવે હું શા વડે રમીશ? કાન્તાએ કહ્યું, ભાઈ છાનો રહે. તારાં રમકડાં ભાંગી ગયાં, તો આ મારી ચકલી છે, એ લઈને રમજે. ચકલી રબરની છે તેથી ભાંગશે નહિ. ચકલી મળવાથી કનુ ખુશ ખુશ થઈ ગયો.

---

પ્ર૦—કનુ કેમ રડતો હતો?
પ્ર૦—કાન્તાએ તેને શું કહ્યું?

---

# પાઠ ૧૮. પંખીઓ અને પારધી.

એક વખત એક પારધીએ વગડામાં ચોખાના દાણા વેરી, તે ઉપર જાળ પાથરી હતી. ત્યાં થઇ કેટલાંક પંખી ઉડતાં જતાં હતાં. તેમને પેલા ચોખાના દાણા ખાવાની ઇચ્છા થઈ. પછી તે બધાં જાળ ઉપર જઇ બેઠાં. એટલે તેમાં સપડાઇ ગયાં. એટલામાં દૂરથી પારધી આવતો દેખાયો. તેને જોઈ પેલાં પંખીઓએ વિચાર કર્યો, કે, જો હવે આપણે કંઇ ઉપાય નહિ કરીએ, તો જરૂર આપણું મોત થશે. એ ટોળામાં એક ઘરડું પંખી હતુ તે બોલ્યું, ભાઇઓ, જો આપણે બધાં અહીંથી જાળ લઈ સાથે ઉડીએ તો આપણા જીવ બચે. બધાં પંખીઓએ એના કહેવા પ્રમાણે કર્યું. તેથી તેમના જીવ બચ્યા. પેલો પારધી નિરાશ થઈ પાછો જતો રહ્યો.

---

પ્ર૦—પંખીઓ જાળમાં શાથી સપડાયાં ?
પ્ર૦—એ બધાં શાથી જીવતાં રહ્યાં ?

---

# પાઠ ૧૯. કાચબો અને સસલો.

એક કાચબો પરગામ જતો હતો. રસ્તામાં તેને એક સસલો મળ્યો. કાચબાએ સસલાને કહ્યું, ઉભા રહો ભાઈ, આપણે સાથે જઇએ. સસલો હસીને બોલ્યો, કાચબાભાઈ, તમે તો બહુ ધીમા ચાલો છો અને હું તો વિજળીના વેગે ચાલુ છું. તેથી આપણો સંગાત શી રીતે થશે ? કાચબે કહ્યું પણ હું કદાચ તમારા પહેલો જઈ પહોંચુ તો ? પછી તે બેઉ સરત કરી દોડયા.

સસલો મોટી મોટી ફાળો ભરી ઘણો દૂર નીકળી ગયો. પછી તેણે વિચાર્યું કે અહીં સુધી આવતાં કાચબાને ઘણી વાર થશે. માટે લાવને હું જરા ઉંઘી લઉં. આમ વિચારી સસલો ઉંઘી ગયો. પેલા કાચબાએ થાભ્યા વિના ધીમે ધીમે ચાલવા માંડયું ને થોડી વારે તે નક્કી કરેલે ઠેકાણે જઇ ઉભો. સસલો પાછળથી જાગ્યો ને ઊતાવળો ઉતાવળો ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ કાચબો બોલ્યો, કેમ સસલાભાઈ, ઉતાવળો વેગ મારો કે તમારો ? આ સાંભળી સસલો શરમાઇ ગયો.

---

પ્રશ્ન—કાચબાએ સસલાને શું કહ્યું?...
પ્રશ્ન—સસલાએ શો જવાબ દીધો ?
પ્રશ્ન—તે શાથી પાછળ પડી ગયો ?

# પાઠ ૨૦. શિયાળ અને ઊંટ.

એક શિયાળ અને ઊંટને સારી ભાઈ બંધી હતી. એક રાતે તે બંને શેરડીના ખેતરમાં પેઠાં. શિયાળે પોતાનું પેટ ઝટ ભરી લીધું, પણ ઊંટનુ પેટ ભરાયું નહિ. હવે શિયાળે ચીસો પાડવા માંડી, એટલે ઊંટે તેને કહ્યું, હું હજી ભુખ્યું છું, માટે થોડી વાર તું છાનું રહે. શિયાળે કહ્યું, મને તો ચીસો પાડવાની ટેવ પડી ગઈ છે, તે હવે કાંઇ મટે એમ છે? આમ કહી તે ખેતર બહાર જઈ ઉભું.

શિયાળની ચીસો સાંભળી ખેતરનો ધણી જાગી ઉઠયો. તેણે પેલા ઊંટને ખૂબ માર માર્યો. થોડીવાર પછી કળ વળી એટલે ઊંટ ધીમે ધીમે ખેતરમાંથી નીકળી નાઠું. આગળ એક નદી હતી ત્યાં જઇ શિયાળ બેઠું હતું. ઊંટને જોઈ તેણે કહ્યું, ઊંટભાઈ, તમારી ઉપર બેસાડી મને સામે કિનારે ન લઈ જાઓ? ઊંટે પોતાની પીઠ પર તેને બેસાડયું પછી નદી વચ્ચે જઈ તેણે પીઠ હલાવવા માંડી. શિયાળ તેથી બી ગયું. તેણે ઊંટને પીઠ હલાવવાની ના પાડી. ઊંટ કહ્યું, મને તો એવી ટેવ પડી ગઈ છે, તે હવે કાંઈ મટે એમ છે? આમ કહી તેણે પીઠ ખૂબ હલાવી, એટલે શિયાળ ઉંડા પાણીમાં પડી ડૂબી ગયું.

---

પ્ર૦—ઊંટને માર શાથી પડયો?
પ્ર૦—ઊંટે શાથી પીઠ હલાવી?

નીતિવાચનમાળાના બીજા પુસ્તકમાં ખરેખર કાગળ તથા સફાઈ બંનેમાં સારો સુધારો કર્યો છે. વાર્તાઓ બધી સારી રીતે લખાઇ છે. બાળકોને વાંચવાનાં પુસ્તકોમાં આ બીજું પુસ્તક એક સારા પુસ્તકનો ઉમેરો કરે છે, અને દરેક નિશાળ અને દરેક ઘર એકેક નકલ તો રાખશેજ એવો મને ભરોસો છે.

**રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા**
એમ. એ. એલ. એલ. બી.
મ્યુ. ગુ. શાળાઓના સુપરિન્ટેન્ડેન્ટ–મુંબઈ.

**નીતિવાચનમાળા-પુસ્તક ૩ જું.**

નીતિવાચનમાળાનું ત્રીજું પુસ્તક છપાવા પામ્યું તે જાણી ઘણો રાજી થયો છું. એવાં નાનાં બોધદાયક પુસ્તકોની બાળકો માટે ઘણી જરૂર છે. વાર્તાદ્વારા ઉપદેશ મન પર દૃઢ સંસ્કાર પાડે છે. તમારી પુસ્તકમાળાને વાંચકવર્ગ તરફથી આવકાર મળે છે તે જાણી આનંદ પામું છું.

**સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી. એ,**
માજી પ્રિન્સિપલ પી. આર. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.

**નીતિવાચનમાળા–પુસ્તક ૪ થું.**

પુસ્તકમાં બોધદાયક અને મનોરંજક વાર્તાઓનો સારો સંગ્રહ છે. દરેક પાઠને અંતે પ્રશ્નો મૂક્યા છે તે પદ્ધતિ બાળકોને ઉપયોગી થાય એવી છે. તેમજ પાઠને લગતા ઉપદેશને અનુકૂળ કાવ્યો પુસ્તકોમાં ઉતાર્યાં છે તેપણ વાંચવા લાયક છે.

**રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**
બી. એ. એલ. એલ. બી.

## નીતિવાચનમાળા–પુસ્તક ૧ લું.

તમારી તરફથી **નીતિવાચનમાળા** નામની નાની ચોપડી મળ તેમાંથી બાર પંદર વાર્તાઓ હું વાંચી ગયો. વાર્તાઓ સારી લખાઇ ભાષા સાદી અને છોકરાં સમજે એવી છે. ઘણી વાર્તાઓ એવી છે, છોકરાંને વાંચવી તથા સાંભળવી ગમે.

**રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત, બી. એ**

——— વિદ્યાધિકારી—વડોદરા રાજ

તમારું **નીતિવાચનમાળા** પુસ્તક ૧ લું વાંચ્યું. ભાષા સાદી ર સરલ છે, તેમજ વાર્તાઓ બાળકોને રસ પડે તેવી હોઇ પુસ્તક ર રીતે બાળકોને લાયક છે. આવા બાળસાહિત્યની ઘણી ખોટ હોવા મને ખાતરી છે, કે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે.

**સ્વ૦ ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પંડય,**
એમ. એ. બી. એસ સી. પી. એચ. ડી.

## નીતિવાચનમાળા–પુસ્તક ૨ જુ

રા. ડાહ્યાલાલ વ્રજલાલ પંડિતે પ્રસિદ્ધ કરેલું **નીતિ વાચનમાળા** પુસ્તક બીજું જોતાં જણાય છે, કે તેમાં બાળકોને બોધ આપે એવી સરલ વાર્તાઓનો સંગ્રહ સારો કરવામાં આવ્યો છે. છાપ પણ ચોકખી છે. નીતિ તથા સદ્‌ગુણની છાપ બાળપણથીજ કુમળા મગજ પર પડવાથી તેની અસર જીવિત પર્યંત ટકી રહે છે અને તેને લીધે જીવન સન્માર્ગે દોરાય છે. આ લાભ લેનાર વ્યક્તિ પોતાનું તથા સમાજનું પણ કલ્યાણકર્તા નીવડે છે. તેથી આવાં પુસ્તકના ઉપયોગીપણા વિષે બેમત હોઈ શકેજ નહિ.

રા. ડાહ્યાલાલ ભવિષ્યની પ્રજાના હિતને માટે આ પોતાના પ્રયત્ન ચાલુ રાખે છે તેને સારૂ તેમને ધન્યવાદ ઘટે છે.

**રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા. બી. એ.**
માજી ચીફ એજ્યુકેશલ ઓફિસર જુનાગઢ સ્ટેટ

પુસ્તકમાં નાનાં બાળકોને ગમે તેવી સહેલીને બોધક વાતો આપેલી છે. તેમાંથી સાર ખેંચી શકાય ને બચ્ચાંની સ્મરણ શક્તિ તાજી કરી શકાય તેવી રીતે દરેક પાઠ નીચે એક બે સહેલા સવાલો મુકેલા છે. ઇનામ માટે આ ચોપડી તદ્દન લાયક છે. **સાહિત્ય.**